......નિષ્ફળતા નુ પરીણામ........

જયારે કામ કરવમા નિષ્ફળ થાયછે સરકાર
કરાવેછે એ પેદા હીંદુ મુસલીમમા દરાર

બનાવી દેછે માહોલ ને નફરત ભર્યો
છીનવાઈ જાયછે દરેકનો સુકુનો કરાર

કરેછે દંગાઈ ખુલી રીતે ખુબ દબંગઈ
અને થઈ જાયછે આરામથી ફરાર

નથી હોતો એમને કાનુનનો કોઈ ડર
કરતા હોયછે ખુલ્લેઆમ નફરતનો પ્રચાર

નીહાળી રહયાછે આ બધી ચીજોને
એક મુદ્દતથી દુનિયાભરમા લોકો લગાતાર

કરવી પડેછે પીડીતોને ખુબ મશક્કત
ત્યારે જઈ કટેછે એફ આઈ આર

કેટલાય કેશોમા તો બેગુનાહ વિરુધ્ધજ
જુઠા કેસની ફાઈલ થઈ જતી હોયછે તૈયાર

સડતા રહેછે બેગુનાહ વર્ષો વર્ષ જેલમા
કેમકે આર્થીક રીતે હોયછે તદ્દન લાચાર

અમુક મીડીયા સંસ્થાનો પણ રાતદીન
રાખેછે ખુબ ગરમ નફરતનો બાજાર

જેમને જોઈ અને સાંભળી દીન બદીન
હીંદુ મુસલીમના સંબંધોમા આવી રહી છે દરાર

આ હાલત નીહાળી ઈન્સાફ પસંદ
થઈ રહયાછે બેચેન બેસુકુન બેકરાર

જે દેશની પેહચાન હતી ગંગા જમુની તહજીબ
એ દેશ આજે કેવો લઈ રયોછે આકાર

નફરતથી કદી કોઈનુ ભલુ નથી થયુ
કરશો આ વિષય પર અચુક વિચાર

કરશો નફરતી માહોલને ખતમ કરવામા મહેનત
દેશ અને દેશવાસીઓ પર રહેશે આપનો આભાર

નફરતી માહોલથી દેશને જ થશે નુકસાન
કેમકે થઈ જશે ખતમ આપસનો પ્યાર

જે માનવીને હોય માનવ પ્રત્યે નફરત
છે સલામ એવા લોકો પર ધિક્કાર

... સલામ લાજપુરી...

.....સુખ દુ:ખ જીવન અંગ છે......

સુખ દુ:ખ જીવનના અંગ છે
મરતે દમ સુધી રહેવાના સંગ છે

જીવનના હોતા રંગબેરંગી રંગ છે
શું કામ તુ એને જોઈ દંગ છે

દીવસો સદા એક સરખા રહેતા નથી
જીવનમા કદી ખુશી તો કદી હોય ગમ છે

આંખો કદી સુખ જોઈ ભીંજાય જાય છે
તો કદી દુ:ખના એહસાસથી થઈ જતી હોય નમ છે

એ માણસ કદી કોઈને તંગ ના કરશે
મોજુદ જેની આંખોમા શરમ છે

કોઈ માણસ કોઈને નાહક કદી ના સતાવે
સીખવાડતો દરેકને આ વાત એનો ધર્મ છે

ના ભુલશો કદી માતા પિતાના ઉપકાર
સલામ એ ખરેખર અનમોલ રતન છે

જે સંતાન માટે પુરી જીંદગી
કરતા હોય કેવા કેવા જતન છે

... સલામ લાજપુરી...

...એનાથી વધુતો મારાથી કંઈ થાય નહીં...

હું કોઈકને ગમુછું તો કોઈક ને ગમતો નથી
દરેકની ઈચ્છા મુજબ તો હું જીવી શકતો નથી

કરુછું પ્રયાસ કે કોઈ નુ દીલ દુભાય નહીં
એનાથી વધુતો મારાથી કંઈ થાય નહીં

અમુક લોકો વગર કારણે રીસાઈ જાય છે
ખુલાસો કરો વાતનો તો ખીજવાય જાય છે

કોઈ સંબંધ રાખવાજ ના માંગે તો શું કરી શકાય?
જે સમજવાજ ન માંગે તેને કેમ સમજાવી શકાય?

કોશીશ કરુ છું દીલને દરેક પ્રત્યે સાફ રાખુ
હસદ,બુગઝ,કીના,કપટથી પાક રાખુ

... સલામ લાજપુરી...

.કદર કરી લેશો.

માતા-પિતા જીવીત હોય તો એમની કદર કરી લેશો
એ કંઇ કહે અને લાગે ખોટુ તો સબર કરી લેશો

માતા-પિતાનો સાચો માલીકની દૈન છે
હોય સલામત તો રબનો શુક્ર કરી લેશો

માતા-પિતા અગર હાથ પણ ઉપાડે
તો કંઈ બોલશો નહીં સહન કરી લેશો

એમને કોઇ વાત પર ઠપકો આપશો નહીં
આવે જો ગુસ્સો તો હજમ કરી લેશો

... સલામ લાજપુરી...

....જીવનની કડવી સચ્ચાઈ.......

બાપ સંતાન માટે શું-શુ નથી કરતો
એજ સંતાન પછી બાપ સાથે શું-શુ નથી કરતો

બાપ જે સંતાન માટે રાત દિવસ એક કરી નાખે છે
મોટો થઈ એ સંતાન બાપનુ કરી નાખે છે

જે સંતાનને બાળપણ માં બાપ બોલતા શીખવાડે છે
એજ સંતાન એને ઘડપણ માં ચુપ રહેતા શીખવાડે છે

જે સંતાનને બાપ જીવનના કઠીન પાઠ પઢાવે છે
એજ સંતાન મોટુ થઈ બાપને અંતીમ પાઠ પઢાવે છે

છોકરાને કંઈ થઈ ના જાય બાપને એ ચિંતા સતાવે છે
મોટો થઈ એ બાળક બાપને વાતે વાતે સતાવે છે

... સલામ લાજપુરી...

જીવનની રૂપરેખા...

દુનીયા મા છે માણસોના રૂપ અનેક
કોઈ છે બદકાર તો કોઈછે નેક

કોઈ જેલી લેછે જીવનમાં દરેક પડકાર

તો કોઈ નથી જેલી શકતુ ફક્ત નુકસાન એક

કોઈ હોય છે ઘણોજ હોશિયાર ને સ્માર્ટ
જે બેસાડી લેછે દરેક સાથે તાલમેલ

કોઈ ના સાથે હોય છે એ ગંભીર સમસ્યા કે
એ બેસાડી નથી શકતો કોઈ પણ સાથે તાલમેલ

હોયછે પૈસાની રેલમછેલ તો મિત્રો હોયછે અનેક
જયારે પડેછે પૈસાની જરૂરત, પડખે ઉભુ નથી હોતુ
કોઈ એક

મતલબી યારોની લિસ્ટ બનાવો તો આવેછે નામો
અનેક જીગરી દોસ્તનુ બનાવો લીસ્ટ તો જળતુ નથી
નામ એક

... સલામ લાજપુરી...

મોત

મોતથી ના કોઈ બચયુ છે ના કોઈ બચવાનુ છે
મોતનો સ્વાદ દરેક વ્યક્તિએ યાખવાનું છે

આ જગત ફાની છે અતે તો ફના થવાનુ છે
જેનો ટાઈમ આવે ચુપચાપ ચાલ્યા જવાનુ છે

આ જગત માં બધા ખાલી હાથજ આવે છે
અને દરેકે ખાલી હાથજ જવાનુ છે

પછી શા માટે નાહક કોઈનો હક પચાવી લેવુ છે
શું દુનીયામાં જ નર્ક તૈયાર કરી લેવુ છે?

એક દીવસે તો અહીંથી ચાલ્યાજ જવાનુ છે
અને ખુદાને દરેક વસ્તુનો હીસાબ દેવાનુ છે

પછી શા માટે કોઈનું બુરુ કરવુ કે કરાવવુ છે
જયારે કે દરેક બાબતે ખુદાને ખુલાસો આપવાનુ છે

કોઈ નથી જાણતુ કે કયારે અંતિમશ્વાસ લેવાનુ છે
મોતને તો જાઈએ બસ નાનુ અમથુ કોઈ બહાનુ છે

શૈતાનતો સદા દેખાડતો હોય સપનુ સુહાનું છે
એની દરેક ચાલથી માણસે સાવચેત રહેવાનુ છે

રાજા રજવાડા,નવાબ અને મુગલોનો ખજાનો ખતમ થઈ ગયો
તો આ નાહક મેળવેલુ ધન કયાં સુધી રહેવાનુ છે?

અમીર હોય કે ગરીબ મોતથી કોઈ બચવાનુ નથી
મોત એક સત્ય હકીકત છે કોઈ કહાની નથી

... સલામ લાજપુરી...

...એનાથી દુખ પણ છેટુ અને દૂર રહે છે...

જે બીજાને ખુશ જોઈ ખુશ રહે છે
એનાથી દુખ પણ છેટુ અને દૂર રહે છે

કોઈને ખુશ જોઈ જે નાખુશ રહે છે
એવા લોકો ખુશીથી હમેશા માયુસ રહે છે

જીવનનો આ પાઠ જેને યાદ રહે છે
એને કયાં કદી કોઇથી ફરીયાદ રહે છે

કોણ શું કરેછે?જે આ ટેવથી બચીને રહે છે
એ સફળતાની સીડી સડસડાટ ચઢીને રહે છે

હાં અમુક ક્ષેત્રમાં ચાંપતી નજર રાખવી પડે છે
તંત્ર સારી રીતે કામ કરે કાળજી રાખવી પડે છે

સલામ જે કામથી રાખતા કામ હોય
છે એ મકસદમાં થતા કયાં નાકામ હોય છે

..સલામ લાજપુરી...

.એ જોવાતુ નથી....

કરે કોઈ પ્રગતિ આજે એ કોઈથી જોવાતુ નથી
બે દુઆ ના શબ્દ પણ એના વીશે બોલાતુ નથી

કોઈ કરે સારુ કાર્ય તો શું-શું ષડયંત્ર રચાતુ નથી
તેને આગળ કામ કરવાથી રોકવા શું-શું કરાતુ નથી

સમાજમાં ખુશગવાર બદલાવ આવે સૌ ઈચ્છે છે
પરંતુ કોઈ પણ પોતાને બદલવા ઉત્સુક દેખાતુ નથી

દરેકને બીજા વ્યક્તિમા અગણિત ખામીઓ દેખાય છે
પરંતુ પોતાના અંદર એકપણ ખામી દેખાતી નથી

જ્યાં સુધી સમાજમાંથી આ માનસીકતા દુર ના થાય
કોઈ સમાજ પ્રગતિશીલ થયો હોય ઈતીહાસમાં
જણાંતુ નથી

ચાલો આજે સંકલ્પ લઈએ કે હવેથી આવી ભુલ નહીં
કરીએ
સમાજની પ્રગતિ માટે દીલથી ભરપુર કોશીશ કરીએ

ખુદા મને અને સૌને તોફીક અતા કરે
આપણે ફરી આવી ભુલ ના કરીએ ખુદા કરે

.... સલામ લાજપુરી...

# વિલાતી આમલી...

વાડામાં અમારા આમલી વેલાતી હતી
વર્ષ દર વર્ષ એ ખુબજ ફેલાતી હતી

આમલી પાડવા માટે રાખતા આંકોડી હતા
આંગળી કપાઇ જતી તો લગાડતા રાખોડી હતા

નાનપણનાં એ દીવસો ખુબ મજાના હતા
રમત ગમતનાં તો જાણે હમુ દીવાનાં હતા

સ્કુલથી આવી રમત રમતા હતા
જે મનમાં આવે એ કરતા હતા

યુ.કે માં આવી જયારથી વસી ગયા છે.
વેલાતી આમલી ખાવાને પણ તરસી ગયા છે

નાનપણ નાં એ દીવસો વીતી ગયા છે

ટાઈમ સાથે ચાલવાનું હવે સીખી ગયા છે

થોડું યાદ છે ને થોડુંક ભુલી રહયા છે
જીંદગી જેમ રમત રમાડે રમી રહયા છે

આશા છે કે જયારે વતન જવા મળશે
વેલાતી આમલી પણ શાયદ ખાવા મળશે

પાઠક કહેશે સલામ પણ શું-શું લખે છે
એનુ ચસકી ગયુ છે કે શું જેમ જેમ ઉંમર વધે છે

એવુ જો તમે વિચારતા હોવ કદાચ તો વાત સાચી
નથી હજુ થયો છું ચાલીસ નો, સાંઠી બુદ્ધિ નાંઠી નથી

આજે આ વાંચી તમુને પણ બાળપણ યાદ આવ્યુ હશે
કદાચ આંખોમાંથી એકાદ આંસુ પણ સરી આવ્યુ હશે

....સલામ લાજપુરી.....

.કૂટો નો બાદશાહ...

કેરીના છે ઘણાં પ્રકાર અને અલગ અલગ નામ છે
કેરીની સીઝનમાં કેરી ખાવુ એજ આપણું કામ છે

આમ ના શોખીન ખરીદતા હોય આમ છે
ભલે પછી એનાં હોય ગમે તે દામ છે

કેરીનો છે જે સરદાર નામ એનું રાજાપુરી છે
હવે આગળ શું લખુ બસ વાર્તા પુરી છે

આજે ઘરમાં ખાવામાં રસ અને પુરી છે
તમે પણ ખાઈ લેશો સીઝન થવા આવી પુરી છે

સલામ લાજપુરી